# પ્રકરણ ૧ લું.

## પારસમણિની શોધ.

પ્રાચીન કાળના રસાયણીઓ એક મૂલ્યવાન પત્થરની શોધ કરતા હતા. તેઓ એમ ધારતા હતા કે તે પત્થરનો સ્પર્શ કરવાથી સાધારણ ધાતુઓનું સોનું થાય છે, માટે તેઓએ તેનું નામ સ્પર્શમણિ અથવા પારસમણિ પાડ્યું. જોકે એવો પત્થર હોતો નથી, તોપણ, જો લૌકિક અર્થે અથવા ઉપમારૂપે બોલીએ, તો કહીએ કે દરેક માણસે પારસમણિની શોધ કરવી, કેમકે પેલો મનકલ્પિત પત્થર તે શું હતું? જે ઉત્તમ, શ્રેષ્ઠ અને સૌથી મૂલ્યવાન ગણાયું હતું તેજ હતું, અને જે ઉત્તમ શ્રેષ્ઠ અને સૌથી મૂલ્યવાન છે તેની શોધ આપણે બધાએ કરવી જોઇએ.

**શું વિશેષ મૂલ્યવાન છે?**

જે પદાર્થો આપણા જોવામાં આવે છે, તેઓ બધા એક સરખા મૂલ્યના નથી. નદીના કાંઠા પર રહેલા કાંકરામાંથી એક લઇને તેનો તોલ કરીએ. તેનો તોલ બે તોલો છે એમ ધારીએ. હવે જો તમે એ કાંકરા વેચી નાખશો તો એની કેટલી કિમ્મત આવશે? કદાચ એ સવાલ સાંભળવાથી નવાઇ લાગશે? કારણ કે સાધારણ કાંકરો કોણ લેવા ચાહે છે? નદીના કાંઠા પર એના જેવા હજારો કાંકરા છે, માટે એની કિમ્મત કેવળ કાંકરાની કિમ્મત છે. જો તમારી પાસે એટલા તોલનું રૂપું હોય તો એને બદલે રૂપિયા મળશે, જો એટલું સોનું તમારી પાસે હોય તો વધારે રૂપિયા મળશે, અને જો એટલા વજનનો એક સુંદર હીરો તમારી પાસે હોય તો તેને વેચાતો લેવાને માટે કોઇ રાજાસાહેબ અથવા ધનવાન માણસ હજારો રૂપિયા આપશે. છેવટે, રેડિયમ નામનો એક મૂલ્યવાન પદાર્થ છે, જો એનો એટલો મોટો કકડો તમારી પાસે હોય તો એની કિમ્મત

આપણે ગણી ન શકીએ એટલી મોટી થાય. નાના બાળકના અથવા કોઇ મૂર્ખ માણસના ધારવા પ્રમાણે જુદા જુદા પદાર્થ, જેમકે પતાસું અને રૂપું, એક સરખા ભાવના હોય, પણ અનુભવી ઝવેરી દરેકની કિમ્મત જાણે છે, અને સાધારણ કાંકરામાં અને સુંદર હીરામાં કેટલો મોટો ફેર છે તે તે જાણે છે. દરેક માણસ તે સમજતો નથી. ઘણા લોકો નદીના કાંકરા સંગ્રહ કરે છે, અને મૂલ્યવાન હીરા પગ તળે છુંદે છે. માટે તમારે એ વિષે વિચાર કરવો, અને મન લગાડીને પારસમણિની શોધ કરવી. તમારા ધારવા પ્રમાણે સૌથી મૂલ્યવાન ચીજ શી છે?

હવે મારી સાથે બજારમાં આવજો. ત્યાં ઘણા લોકો જોવામાં આવે છે. તેઓમાંથી બે ચારને એક પછી એક પુછીએ કે, "ભાઇ, આ દુનિયામાં સૌથી મૂલ્યવાન ચીજ શી છે? તમારા ધારવા પ્રમાણે પારસમણિ ક્યાં આગળ મને મળે?"

જુઓ! પેલો નાનો છોકરો, તેને પુછીએ. એનો ચહેરો જોવાથી માલમ પડે છે કે તે કોઇ દરિદ્રી માણસનો દીકરો છે.

**૧. પૈસા.**

તેનું મ્હો નાનું અને કરમાએલું છે, એની આંખ દુ:ખવા આવેલી છે, અને તેનું શરીર એટલું બધું પાતળું છે કે, તેને જોનાર માણસ હાડપિંજર વિષે વિચાર કર્યા વગર રહી શકતો નથી. તે નાગો છે, અને ટાઢને લીધે તેના દાંત કકડે છે. આ બીચારો મિષ્ટાન્ન તો ક્યાંથી ખાય. પણ લુખું પાખું જેટલું જોઇએ તેટલુંએ તેને મળતું નથી. હમણાં તે સુખડિયાની દુકાન પાસે ઉભો છે. મિઠાઇ જોઇને તેના મ્હોમાં પાણી આવે છે, અને ભૂખરૂપી વરૂ તેને ખાઇ જાય છે; પણ તેની પાસે પૈસા નથી માટે લાચાર છે. તેને પુછીએ કે, "ભાઇ, આ દુનિયામાં સૌથી મૂલ્યવાન ચીજ શી છે?" તે જવાબ આપશે કે, પૈસા તે પારસમણિ જેવી મૂલ્યવાન ચીજ છે. જેની પાસે પૈસા છે તે સારાં લુગડાં પહેરે છે, અને જોઇતો ખોરાક દરરોજ ખાય છે. "પૈસા ચાહે તે કરે." આ દુનિયામાંના હજારો માણસો એજ જવાબ આપશે. સવારથી સાંજ સુધી તેમનો એકજ

વિચાર એ છે કે પૈસા મેળવવાને અને સાચવી રાખવાને માટે શું કરીશું? પૈસાનો સંગ્રહ કરવાને માટે તેઓ માબાપને તજી દઇને પરદેશમાં જાય છે. ત્યાં તેઓ ઘણી મહેનત કરે છે, અને થોડાં અથવા ઘણાં વર્ષ પછી પૈસાનો ઢગલો કમાઇને ઘેર આવે છે, અને જીંદગીભર તે ઢગલાની પૂજા કરે છે. તેઓ ખાય છે, પીએ છે, અને આનંદ કરે છે. તેઓ એમ ધારે છે કે જે ઉત્તમ, શ્રેષ્ઠ અને સૌથી મૂલ્યવાન છે તે અમારી પાસે છે. જાણે કે પૈસા તેઓનો પરમેશ્વર હોય એમ લાગે છે. પૈસા મૂલ્યવાન છે ખરા. "પૈસા સઘળી વસ્તુઓનો ખપ પુરો પાડે છે." જેની પાસે પુષ્કળ પૈસા છે તે પોતે સંસારી સુખ ભોગવી શકે છે એટલુંજ નહિ, પણ જો તે પોતાના પૈસાનો સારો ઉપયોગ કરશે તો તે જનમંડળની સેવાદ્વારાએ હજારો માણસોની ગરજ સારી શકે છે. પરંતુ "દ્રવ્યનો લોભ સઘળી ભુંડાઇનું મૂળ છે," અને ખરા પારસમણિના મુકાબલામાં તે લેખામાં આવવા જોગ નથી.

## ૨. ઘરેણાં.

ફરીથી પુછીએ. જુઓ, આપણી તરફ એક હસમુખી દસ બાર વર્ષની છોડી દોડતી આવે છે. તેની બે આંખો આકાશમાંના તારાઓની પેઠે ચળકે છે. જ્યારે ચાલવા લાગે છે, ત્યારે તે કોઇ રાણી હોય એમ દબદબાથી અને જાણે કે હવા પર ચાલતી હોય, તેમ તે ચાલતી દેખાય છે. પણ તેનાં લુગડાં જુનાં છે, અને તેમનો રંગ જતો રહ્યો છે, તે નવાં હતાં ત્યારે બહુ સસ્તી કિમ્મતનાં અને કાચા રંગનાં હતાં. એ છોડીને હાથે એક બે કાચની બંગડી શિવાય બીજાં ઘરેણાં નથી. તેને પુછીએ કે, "બેન, આ દુનિયામાં સૌથી મૂલ્યવાન ચીજ શી છે?" તે જવાબ આપશે કે, "સોનાનાં અને રૂપાનાં ઘરેણાં, તથા સુંદર અને ભારે કિમ્મતનાં લુગડાં જેવું બીજું કંઇ નથી." અને એવોજ જવાબ હજારો છોડીઓ અને બાયડીઓ પણ આપશે. સુંદર પક્ષીઓ અને વાડીમાંનાં ફૂલ જોઇને તેઓ તેમની અદેખાઇ કરે છે. જો પરમેશ્વરે અમને સુંદર પતંગિયાં બનાવ્યાં હોત તો કેવું સારૂં થાત! તેઓ એમ ધારતી હોય એમ લાગે છે. ઘરેણાં

સુંદર છે ખરાં અને સ્ત્રીઓને પણ શોભે છે, પરંતુ પારસમણિના મુકાબલામાં તેઓ માત્ર પિત્તળના જેવાં છે.

ફરીથી પુછીએ કે સૌથી મૂલ્યવાન ચીજ શી છે? જુઓ, એક માણસ ઉતાવળથી આવે છે. તેનો દેખાવ જોવા લાયક છે.

### ૩. કીર્ત્તિ.

કેટલા બધા લોકો તેને સલામ કરે છે! તે માથું ઉંચું રાખે છે, તેનાં જડબાં મોટાં અને જબરાં છે, તેની હડપચી વિશાળ છે, તેના હોઠો લાંબા, અને પાતળા છે, અને હમેશાં સજ્જડ રીતે બંધ રાખવામાં આવે છે. આ માણસ બીજાની દયા જાણનાર નથી; તેનો ચહેરો જોવાથી એવું અનુમાન કરીએ છીએ. માથું ઉંચું રાખીને તે ઉતાપળથી આગળ ચાલે છે, અને જેમ બંદુકમાંથી નિકળેલી ગોળી નિશાન તરફ સીધી જાય છે તેમ તે અડચણ ન ગણકારતાં પોતાની ઠરાવેલી જગ્યા સુધી પાધરો જાય છે. તે દીર્ઘદષ્ટિવાળો છે, અને તેની શક્તિ અને ધીરજ એટલી બધી છે, કે જ્યાં તેની દષ્ટિ પહોંચી શકે છે ત્યાં તે ગયા વગર રહે નહિ, અને એની ઇચ્છાની શક્તિ એટલી બધી છે, કે જ્યાં તેનાથી જવાય ત્યાં જો કે ગંગા નદી અને હિમાલયનો પહાડ આડાં આવે તોપણ તે જશે. આ માણસને પુછીએ કે "સાહેબ, આ દુનિયામાં સૌથી મૂલ્યવાન ચીજ તે શી છે?" તે નીચે પ્રમાણે જવાબ આપશે, "નામાંકિત થવું, મોટી પદવી ભોગવવી, કીર્ત્તિ મેળવવી ને કીર્ત્તિના મંદિરમાંના એક સોનેરી આસન પર બેસવું, અધિકાર ચલાવવો, મોટા અને કીર્ત્તિમાન લોકોની સાથે સંબંધ રાખવો—એજ મારા ધારવા પ્રમાણે સૌથી શ્રેષ્ઠ છે, એજ પારસમણિ છે." પૈસા પર આ માણસ બહુ પ્રેમ રાખતો નથી, તે સમજે છે કે મારા પૈસા તે મારો નોકર છે. જે લાંબી મુસાફરી તે કરવા ચાહે છે તે કરવાને માટે પુષ્કળ પૈસા જોઇએ ખરા, પણ જો સોનેરી પગથિયાં પર થઇને ઉપર ચઢવું પડશે તો રાજીખુશીથી તે સોનું, રૂપું, જવાહીર પગ તળે નાખશે. ચઢવુંજ જોઇએ. એ મંદિરમાં બેસવાને માટે તે સોનું તો શું આપશે પણ પોતાનું લોહી વહેવડાવશે. આ

વર્ગના માણસો થોડા નથી. તેઓ ધારે છે કે પદવી કે કીર્તિ તે સૌથી મૂલ્યવાન છે. એ મતમાં સત્ય પણ છે. જેઓ મોટી પદવી ભોગવે છે તેઓ અધિકાર ચલાવે છે. બીજા લોકો તેઓના હાથમાં પુતળાં જેવા છે અને તેઓની મરજી પ્રમાણે ચાલે છે. તેઓ બીજા લોકો પર અસર પાડી શકે છે, અને જો તેઓનો સ્વભાવ સારો હોય તો તેમની અસર બીજાઓને વધારે લાભકારક થશે, કારણ કે પોતાની પદવીને દરજ્જે માણસ મોટો અને વગવાળો ગણાય છે. છતાં પણ જ્યારે ખરા પારસમણિની સાથે કીર્તિનો મુકાબલો કરીશું તો માલમ પડશે કે, જેઓ કીર્તિમાનજ થવાને માટે આટલી બધી મહેનત કરે છે તેઓ અને છોકરા જે હવામાં ઉડતા પરપોટા પકડવાને માટે યત્ન કરે છે, તે બંને સરખા છે.

ફરીથી પુછીએ. જુઓ, એક બીજો માણસ આવે છે. જો જોશો તો જણાશે કે પેલો કીર્તિ શોધનાર અને આ માણસ એક બીજાથી છેક જુદા છે. આનો દેખાવ સુંદર ન કહેવાય. તેનું શરીર વાંસના જેવું પાતળું છે, અને તે એક કરમાયલા ફૂલની પેઠે સુકાઇ ગએલું છે. તેણે દસ વર્ષ સુધી રાનમાં તપ કર્યું હોય તેમ લાગે છે. માથું નીચે રાખે છે, અને તેની નાની આંખો ખાડામાં પેસી ગએલી છે. તે ચશ્મા પહેરે છે, અને તે કોઇ નાની ચીજની ઝીણી તપાસ કરતો હોય તેમ તેનાં ભવાં ચઢાવેલાં છે. તેનાં જુનાં અને ઘસાઇ ગએલાં લુગડાં જથરપથર છે. તે કોણ છે? તે એક ભણેલો માણસ છે. ઘણા વર્ષથી મોડી રાત સુધી દીવો બાળી તે અભ્યાસ કરતો આવ્યો છે. જ્ઞાન પ્રાપ્ત કરવું એ તેની જીંદગીનો મુખ્ય હેતુ છે. તે ચોપડીઓનો ઢગલો વાંચે છે એટલુંજ નહિ, પણ હજારો પુસ્તકોની અંદર શું લખેલું છે, તે તે જાણે છે. આના જેવા ભણેલા અને શાણા માણસને જો પુછીશું તો ખરો જવાબ આપશે એમાં કંઇ શક નથી. માટે પુછીએ કે, "આ દુનિયામાં સૌથી મૂલ્યવાન ચીજ તે શી છે?" હવે આ અક્કલનો સાગર બોલે છે એટલામાં ધ્યાન દઇને સાંભળો. પણ જુઓ, આપણો

**૪. જ્ઞાન.**

સવાલ સાંભળવાથી તે બિચારો અચંબો પામ્યો છે. એવા સવાલ વિષે તેણે કદી વિચાર કર્યો નહોતો! કહેવત પ્રમાણે તે "ભણ્યો પણ ગણ્યો નહિ." તે જ્ઞાનરૂપી વેદી આગળ નમીને દરરોજ પૂજા કરે છે. જો એક નવી વાત શોધી કાઢવામાં આવે, અથવા જો એક ગુપ્ત રહેલી વાત પ્રગટ કરવામાં આવે, અથવા જો કોઇ મર્મની વાત જાણવામાં આવે, અને ખાસ કરીને જો કોઇ બીજા વિદ્વાન માણસની કાનામાત્રની ભૂલ બતાવવામાં આવે તો તેને સંતોષ લાગે છે. જેમ ખાબોચિયામાં રહેનારાં દેડકાં સમુદ્ર વિષે અજાણ્યાં છે અને સમુદ્રનો અને ખાબોચિયાંનો મુકાબલો કરી શકતાં નથી, તેમજ આ વિદ્વાન, જે એકજ બાબત વિષે વિચાર કર્યા કરે છે તે મુકાબલો કરી શકતો નથી, અને શું શ્રેષ્ઠ છે એ સવાલનો જવાબ આપી શકતો નથી. આ જગતરૂપી વનમાં રહીને તે બે ચાર વૃક્ષો વિષે મૂળથી તે પાંદડાં સુધી બધું જાણે છે, પણ તે વનમાં હરતો ફરતો નથી, માટે વનનો રાજા કોણ છે તે વિષે બોડમાં રહેનાર સસલો તેના કરતાં વધારે જાણે છે. જ્ઞાન સારૂં અને મૂલ્યવાન છે ખરૂં, પણ તેની સાથે બીજું કંઇ જોઇએ, જ્ઞાનજ તે પારસમણિ નથી.

**૫. મોઝશોખ.**

ફરીથી પુછીએ. અહીં એક જુવાન માણસ આવેલો છે. જો તમે તેને જોશો તો કહેશો કે, "આ તો ખરેખરો માણસ છે." જેઓ અત્યાર સુધીમાં આવી ગયાં તેઓ જરા જેવાં તેવાં હતાં. પેલો છોકરો હાડપિંજર જેવો હતો, નાગો હતો, અને ભૂખે મરતો હતો. જે નાની છોડી આવી ગઇ તેનાં વસ્ત્ર જુનાં અને જરી ગયાં હતાં, અને કાચની બંગડી શિવાય તેને બીજાં ભૂષણ નહોતાં. પેલો માણસ જે આવી ગયો તે દયા વગરનો અને કઠણ સ્વભાવનો માણસ હતો, અને પેલો વિદ્વાન શરીરે સુકાઈ ગએલો હતો ને તેનાં જુનાં લુગડાં જથરપથર હતાં. પણ આને જુઓ! તેની ઉંચાઇ સાધારણ છે. એનું શરીર જાડું નથી તેમ પાતળું પણ નથી. એ મજબુત છે, અને એના બધા અવયવો પ્રમાણસર છે. તેની

મૂછ ફુટેલી છે, અને તે જોવાથી માલમ પડે છે કે તે જુવાન એની બહુ સંભાળ લે છે, અને ખીલવાનું ઉત્તેજન આપે છે. તેના માથા પર પુષ્કળ નિમાળા છે, અને એમાંનો એક વાળ પોતાની જગ્યામાંથી પડેલો નથી. એનાં સુંદર મિશ્ર રંગનાં લુગડાં એને બરાબર બેસતાં આવીને એનો પ્રમાણસર આકાર બતાવે છે, એટલુંજ નહિ પણ એના દરજીની સાખ પાડે છે. એ જુવાનિયો કોણ છે? એના વિષે બહુ બારિક તપાસ કરવાની જરૂર નથી. એ એક સુંદર સુગંધી ફૂલ જેવો છે, પણ જો બહુ તપાસ કરશો તો માલમ પડશે કે એનું સૌંદર્ય કૃત્રિમજ છે. જો કહીશું કે એનું નામ મોજશોધક છે તો ચાલશે. જેમ ભ્રમર એક ફૂલથી બીજા ફૂલ પર જઇને મધ ચુસી લે છે તેમજ આ જુવાનિયો મોજમઝારૂપી મધ ચુસી લેવાને માટે એક જગ્યાથી બીજી જગ્યાએ જાય છે; દરેક પ્યાલામાંથી પીએ છે, અને જ્યાં સુધી ક્ષણિક સુખ લાગે છે ત્યાં સુધી તે વિચાર કરતો નથી કે પ્યાલાને તળીએ વિષ છે. તેને પુછીએ કે "મોજશોધકભાઇ, આ દુનિયામાં સૌથી મૂલ્યવાન ચીજ શી છે?" તમારો સવાલ સાંભળ્યા અગાઉ તે જવાબ આપશે, કેમકે "મૂર્ખોનું મુખ મૂર્ખાઇને વહેતી મુકે છે." અરે રે, આ બિચારો આના જેવી ભારે વાત વિષે શું જાણે? એનું મગજ એક ખાલી પેટી જેવું છે. પેલો મોર જે વૃક્ષ નીચે કળા કરે છે તેને પુછો અને કદાપિ તે જવાબ આપે. અથવા કદાચ પેલો ભ્રમર જે હમણાં બીડાયલા કમળમાં ફાંફાં મારે છે, તે જવાબ આપે, પણ બિચારો મોજશોધકભાઇ જવાબ આપી શકતો નથી.

પૈસાટકા, લુગડાંલત્તાં, ઘરેણાં, જ્ઞાન, કીર્ત્તિ, અને સંસારી સુખ એ બધાં વાનાં પોતપોતાની જગ્યામાં સારાં અને પ્રાપ્ત કરવા લાયક છે, પણ જેઓ ધારે છે કે એવાં વાનાં શ્રેષ્ઠ અને સૌથી મૂલ્યવાન છે, અથવા પારસમણિના જેવાં છે, તેઓ ઘણી મોટી ભૂલ કરે છે. એ બધાં કરતાં એક વધારે મૂલ્યવાન ચીજ છે, કે જે પ્રાપ્ત કરવાને માટે આપણે એ બધાં વાનાં વેચી નાખવાની તૈયારીમાં રહેવુંજ જોઇએ. માટે ફરીથી પારસમણિની શોધ કરીએ.

# પ્રકરણ ૨ જું.

## પારસમણિ શું છે?

અંગ્રેજ કવિ શેકસ્પીઅરના એક નાટકમાં, પોર્શિયા નામની એક સુંદર અને શ્રીમંત કન્યા એક સારૂં પાત્ર છે. તે કન્યાનું સૌન્દર્ય પ્રખ્યાત હોવાથી, અને તેની પાસે પુષ્કળ ધન હોવાથી ઘણા પુરૂષો તેની સાથે લગ્ન કરવા ચહાતા હતા. તેઓ પોતાનો પ્રેમ દેખાડવાને માટે, અને કન્યાની પ્રીતિ મેળવવાને માટે તેને ત્યાં આવતા હતા. તેમના પર પોર્શિયા જરા પણ પ્રેમ રાખતી નહોતી. તેઓમાંથી કોની સાથે હું લગ્ન કરીશ એ નક્કી કરવાને માટે તેણીએ નીચે પ્રમાણે એક યુક્તિ રચી.

**પોર્શિયાની યુક્તિ.**

એક કોટડી હતી, તેમાં તેણીએ સોનેરી, રૂપેરી અને સીસાની એવી ત્રણ પેટીઓ મુકી. દરેક પેટી ઉપર જુદો જુદો લેખ લખેલો હતો. સોનેરી પેટી પરનો લેખ એ હતો કે, “જે પદાર્થ ઘણા માણસો પ્રાપ્ત કરવાને ચાહે છે, તે પદાર્થ મને પસંદ કરનાર માણસને મળશે.” રૂપેરી પેટી પર નીચે પ્રમાણે લેખ હતો: “જેટલું તે પામવા યોગ્ય છે, તેટલુંજ મને પસંદ કરનાર માણસ મેળવશે.” અને સીસાની પેટી પર આ લેખ હતો કે, “જે મને પસંદ કરશે તેને તેનું સર્વસ્વ જોખમમાં નાખવું પડશે.”

આ ત્રણ પેટીઓ કોટડીમાં મુકીને પોર્શિયાએ મનસુબો કર્યો કે જે પુરૂષ સીસાની પેટી પસંદ કરશે તેની સાથે હું લગ્ન કરીશ. ત્યાર બાદ પસંદ કરવાને માટે ત્રણ પુરૂષો આવ્યા. પહેલા માણસે સોનેરી પેટી પસંદ કરી, અને બીજાએ રૂપેરી પસંદ કીધી, પણ પેટી ઉઘાડ્યા પછી અને તેની અંદર જે કાગળ હતો તે વાંચ્યા પછી તેઓએ નિરાશ થઈને પેટી પાછી મુકી અને ઘેર જતા રહ્યા. ત્રીજો આવનાર બીજા બે કરતાં વધારે વિચારવંત માણસ

હતો. તે કોટડીમાં આવ્યો ત્યારે પેટીઓ પાસે જઇને તે ઉંડા વિચારમાં પડયો. સોનેરી પેટી નિહાળતાં નિહાળતાં તે બોલી ઉઠયો કે :— "જે સર્વ ચળકે છે તે સર્વ સોનું હોતું નથી, માટે હે ભપકાદાર સોના, હું તને ચહાતો નથી." પછી રૂપેરી પેટીની ઝીણી તપાસ કરતાં તેણે કહ્યું કે, "અરે ઝાંખા રૂપા, તું ગુલામની પેઠે માણસની ચાકરી કરે છે, તને પણ હું ચહાતો નથી." છેવટે સીસાની પેટી આગળ ઉભો રહીને તે બોલ્યો કે, "અરે પ્રકાશ વગરના સીસા, માણસના મનમાં તું આશા ઉપજાવનાર નથી, ઉલટું તું માણસને ધમકાવે એવું છે, છતાં પણ સુભાષણ સાંભળવાથી મન ખેંચાય તે કરતાં તને જોઇને મારૂં મન વધારે ખેંચાય છે, માટે હું તને પસંદ કરીશ અને તને પસંદ કરવાથી મારૂં કલ્યાણ થાય." પછી પેટી ઉઘાડી તો તેને માલમ પડયું કે ખરેખર મારૂં કલ્યાણ થયું છે.

દરેક માણસે આ દાખલાનું રહસ્ય ધ્યાનમાં આણવું જોઇએ. ઘણીવાર એમ બને છે કે જે આંખોને સૌથી સુંદર અને મૂલ્યવાન દેખાય છે તે ખરૂં જોતાં મૂલ્યવાન નથી, પણ જે પ્રકાશ વગરનું અને મનને ત્રાસદાયક લાગે છે તે મૂલ્યવાન અને શ્રેષ્ઠ છે. ફલાણી ચીજ મારી આંખનું આકર્ષણ કરે છે, માટે તે સારી હોવી જોઇએ એમ ન ધારીએ તો સારૂં, કારણ કે કહેવત પ્રમાણે "ઉજળું એટલું દૂધ નહિ." બહારના દેખાવ ઉપરથી જાણવામાં નહિ આવે કે ફલાણી ચીજ મૂલ્યવાન છે.

હવે આ બાબત વિષે બે ચાર શાણા માણસોએ શું કહ્યું છે તે જોઇએ. અસલના જમાનામાં સુલેમાન રાજા મોટો અને ડાહ્યો માણસ હતો. તેના વિષે લખ્યું છે કે તેનું જ્ઞાન પૂર્વ દેશોના સર્વ લોકોના જ્ઞાનથી અધિક હતું, કેમકે તે સર્વ માણસો કરતાં જ્ઞાની હતો. એવો શાણો માણસ જે કહે છે તે સાંભળવા અથવા વાંચવા લાયક છે, માટે સુલેમાન રાજાનું કહેલું સાંભળીએ. તે નીચે પ્રમાણે લખે છે:—"જે માણસ બુદ્ધિ સંપાદન કરે છે, તેને ધન્ય છે, કેમકે તેનો વ્યાપાર રૂપાના વ્યાપાર કરતાં, ને તેનો લાભ ચોકખા સોના કરતાં

**બુદ્ધિ.**

શ્રેષ્ઠ છે; તે જવાહીર કરતાં મૂલ્યવાન છે." માટે આ સમજુક રાજાના ધારવા પ્રમાણે બુદ્ધિ તે પારસમણિ જેવી મૂલ્યવાન છે.

તેજ જમાનાનો એક બીજો ડાહ્યો માણસ હતો, તેણે નીચે પ્રમાણે લખ્યું હતું કે :—"મૂલ્યવાન અત્તર કરતાં સાખ સારી છે." અને દરેક માણસ કબૂલ કરશે કે એ સાચું છે. સારા નામના અને સાખના મુકાબલામાં પૈસા અને જવાહીર ધુળજ છે. અંગ્રેજ કવિ શેકસ્પીઅર વખતોવખત લખે છે કે

**સાખ અથવા આબરૂ.**

આ દુનિયામાં સૌથી ઉત્તમ ચોકખી સાખ છે. સાખ વગરનો માણસ તે કેવળ શણગારેલી માટી જેવો છે જેમકે :—"મારી સારી આબરૂ તે મારો જીવ છે. એ બન્ને સરખાં છે. મારી સારી આબરૂ જો લેશો તો મારો જીવ બાતલ થયો છે, માટે મારી આબરૂ સાચવવાને માટે હું પ્રાણ અર્પણ કરવાને તૈયાર છું."

તેજ પ્રમાણે ગુજરાતના એક પ્રખ્યાત વિદ્વાન, નંદશંકર તુળજાશંકર, નીચે પ્રમાણે લખે છે કે, "સારૂં નામ એ એક અમૂલ્ય

**સારૂં નામ.**

વસ્તુ છે. તેની કિમ્મત આખા જગતનાં સોના, રૂપા, હીરા, મોતી, વગેરે ઝવેરાત કરતાં પણ ઘણીજ વધારે છે. જેની પાસે સારૂં નામ છે તેના જેટલો શ્રીમંત બીજો કોઇ નથી. બીજી સઘળી દોલત નાશવંત છે, પણ સારૂં નામ અમર છે. બીજી દોલત તો ખુટી જાય પણ સારૂં નામ ધ્રુવના તારાની પેઠે અચળ રહે છે." તેજ પ્રમાણે "ચન્દ્રકાંત" નામના પુસ્તકમાં ઇચ્છારામ દેશાઇએ લખ્યું છે કે એક શેઠે તેના ગુમાસ્તાને પરદેશમાં મોકલતી વખતે કહ્યું :—"તમે એવા ન્યાયી અને નિખાલસપણે વહીવટ કરજો કે જેથી મારી સાત પેઢીથી ચાલતા બાપદાદાના નામને બટ્ટો લાગે નહિ. અન્યાય માર્ગે પેદા કરેલી એક લાખની રકમ પણ મારે જોઈતી નથી અને ન્યાયથી પેદા કરેલી એક પાઈ પણ મારે ઘણી છે."

ઇ. સ. ૧૯૧૨ ના જુલાઈ માસમાં વિલાયતમાં એક મોટી સભા ભરાઇ હતી. આખા બ્રિટિશ મહારાજ્યમાંની યુનિવર્સી-

ટીઓના પ્રતિનિધિઓ પધાર્યાં હતા, અને તેઓમાંના કેટલાએક પ્રખ્યાત વિદ્વાનોએ કેળવણી વિષે સારાં ભાષણો કર્યાં હતાં. લૉર્ડ રોસ્બેરી સાહેબ (જે ઘણાં વર્ષ પહેલાં ઈંગ્લાંડના મુખ્ય પ્રધાન સાહેબ હતા) તેણે એક ભાષણ કર્યું. તેમાં તેણે કહ્યું કે આજકાલ દરેક દેશ ઉપર જુદી જુદી જાતની અશાન્તિ અમલ ચલાવે છે. એ અશાન્તિને લીધે દેશની હાની કે નાશ ન થાય માટે ઉંચી કેળવણી પામેલા ઘણા ઘણા માણસો જોઇએ ખરા; પણ માત્ર ભણેલા અથવા ઉંચી જાતની કેળવણી પામેલા માણસો અશાન્તિથી અને નાશથી પોતાના દેશનો બચાવ કરી શકતા નથી. એ પરાક્રમી કામ કરવાને માટે ભણેલા અને ભલા માણસો જોઇએ. જનમંડળના દરેક વર્ગમાં એવા સદ્ગુણવાળા માણસો જોઇએ કે જેની સારી વર્તણુક એટલી ખુલ્લી અને પ્રસિદ્ધ હોય કે તે જોઇને બીજા લોકો સરસાસરસી કરવાને યત્ન કર્યાં વગર રહે નહિ. તેજ સભામાં લોર્ડ કર્ઝન સાહેબે કહ્યું કે, "સદ્વર્તન તે માણેક કરતાં વધારે મૂલ્યવાન છે, અને સિપાઇઓની પલટણો કરતાં વધારે શક્તિમાન છે."

**સારી વર્તણુક અથવા સદ્વર્તન.**

એ ઉપરથી માલમ પડે છે કે પ્રાચીન તેમજ અર્વાચીન કાળના વિદ્વાનો આ બાબત વિષે એકજ મતના છે, એટલે કે બુદ્ધિ, અથવા સાખ, કે આબરૂ, કે સારૂં નામ, કે સારી વર્તણુક, કે સદ્વર્તન, તે સૌથી મૂલ્યવાન છે. તે ખરૂં જોતાં પારસમણિ છે; તે એક ભારે કિમ્મતના મોતી જેવું છે, અને તે મોતી વેચાતું લેવાને માટે આપણે આપણું સર્વ વેચી નાખવું જોઇએ. પૈસા ઉડી જશે, મુગટો ચિમળાઇ જશે, પણ સદ્વર્તન હમેશાં ટકનાર છે. તમે ધન, કે પદવી, કે વિદ્યા, કે મોજમઝારૂપી હોડી બાંધીને, તેમાં જીંદગીરૂપી મુસાફરી કરવા લાગો, પણ જો બુદ્ધિ, સારૂં નામ, આબરૂ અથવા સદ્વર્તનરૂપી સુકાનદાર હંકારશે નહિ તો તમારી હોડી ભાઠા પર ચઢી જશે, અથવા સંતાઇ રહેલા ખડક સાથે અથડાઇને કાચની પેઠે ભાંગી જશે.

**ખરો પારસમણી.**

# પ્રકરણ ૩ જું.

## સદ્વર્તન શા માટે મૂલ્યવાન છે.

હવે જો કોઇ પુછશે કે સદ્વર્તન તે સૌથી મૂલ્યવાન છે, એનું કારણ શું છે? તો જવાબ આ પ્રમાણે આપવામાં આવે.

### ૧. સદ્વર્તન તે દરેક રીતે ઉપયોગી છે.

જેની પાસે આ મૂલ્યવાન ચીજ છે તે ફતેહ પામે છે. દરેક સદ્ગુણવાળો માણસ સંસારી બાબતોમાં ધનવાન થશે તે હું કહેતો નથી, કારણ કે ઘણી વાર એમ થાય છે કે પોતાની નમ્રતાને લીધે, અથવા પોતાની ઉદારતાને લીધે, અથવા બીજા લોકોના અવગુણોને લીધે, અને બીજાં ઘણાં કારણોને લીધે ભલો માણસ બહુ પૈસા અને મોટી પદવી મેળવતો નથી.

"મૂરખને વાહન, પંડિત અણવાણો ચાલે;
મૂરખને મોતી હાર, પંડિત ફૂલમાળા ઘાલે;
મૂરખને બહુ માન, પંડિત કદી ગરીબ કહાવે;
મૂરખને અલખત મોજ, પંડિત ખડધાન્યજ ખાવે."

ઘણી વાર આ કવિના કહેવા પ્રમાણે બને છે, છતાં પણ જો તમે અવલોકન કરશો તો જાણવામાં આવશે કે, જેઓ નીતિ પાળે છે તેઓ આ દુનિયામાં પણ નીતિનું સારૂં ફળ પામે છે, અને તેઓમાંની જે સંખ્યા ભીખ માગીને ખાય છે તે બહુ થોડી છે. એ તો ખરી વાત છે કે છેતરવાથી, દગલબાજી કરવાથી, ચોરી કરવાથી, જુઠી સાક્ષી પુરવાથી, અને જુલમ ગુજારવાથી ઘણા લોકો સંસારી દોલત મેળવે છે, અને જીંદગીરૂપી મુસાફરીના અંત સુધી તેઓ સોનેરી રથમાં બેસીને આગળ ચાલ્યા જાય છે. પરંતુ તેઓમાંના ઘણાને પકડવામાં આવે છે, અને બીજા ઘણા

ઉતાવળથી આગળ જાય છે એટલામાં તેઓનો રસ્તો ગુમ થાય છે. અવલોકનથી અને અનુભવ ઉપરથી આપણે કહી શકીએ છીએ કે આ દુનિયામાં પણ જુઠાપણું, અન્યાયીપણું, દગલબાજી, અને જોરજુલમ ફાયદાકારક નથી, અને મોજમઝારૂપી સોનેરી પ્યાલાને તળિયે વિષ છે. આ જગતમાં જુદી જુદી જાતનું દુઃખ છે, અને ઘણું દુઃખ સામાન્ય છે, એટલે તે બધાને એક સરખી રીતે લાગે છે. ઘણું દુઃખ પક્ષપાત વગરનું છે, પરંતુ જો તપાસશો તો દેખાશે કે ઘણું દુઃખ પાપ સાથે નિકટનો સંબંધ રાખે છે. પ્રમાદ, આળસ, ઉડાઉપણું, છાકટાઇ, અશુદ્ધતા, એ બધાંને લીધે કેટલા બધા લોકો ભારે દુઃખ ભોગવે છે! હજારો લોકો પોતાની અનીતિને લીધે, અને હજારો બીજા લોકોની અનીતિને લીધે બહુ ભારે દુઃખમાં પડેલા જોવામાં આવે છે. ભુંડો માણસ પોતાની સ્થિતિ બગાડે છે એટલુંજ નહિ પણ બીજા ઘણા લોકોની સ્થિતિ બગાડી નાખે છે. જ્યારે કોઈ છાકટો અથવા અફીણીઓ આગગાડી ચલાવીને ભૂલ ખાય છે ત્યારે તે ઘણા દુઃખનું મૂળ કારણ થાય છે. જ્યારે કોઈ આળસુ અથવા પ્રમાદી વેપારી દેવાળું કાઢે છે ત્યારે કેટલા બધા લોકોને તેના પ્રમાદને લીધે ભારે દુઃખ સહેવું પડે છે! તેમજ જો કોઇ નીતિમાન વેપારીના ઘરાકો રોકડા પૈસા આપશે નહિ, અથવા તો પૈસા બિલકુલ આપશેજ નહિ, ત્યારે તે બિચારા અને તેના કુટુંબનાં માણસોને કેટલું બધું દુઃખ વેઠવું પડશે! વળી જો કોઈ લોભી અને દયા વગરનો ધણી પોતાના મજુરોને રોજનો અથવા માસનો પગાર આપશે નહિ તો એ બિચારાઓ ભીખ માગ્યા વગર કેવી રીતે ગુજરાન ચલાવશે? માટે સાફ દેખાય છે કે પાપ અને અનીતિ સાથે દુઃખ સંબંધ રાખે છે, કે દુઃખ અને સંકટનો ઘણો મોટો ભાગ પાપનું ફળ છે. જો બધા લોકો મનસુબો કરશે કે હવે પછી, ગમે તે થાય, તોપણ નીતિ પાળીશું, અને સારૂં નામ પ્રાપ્ત કરવાને માટે અખંડ યત્ન કરીશું, તો દુઃખનો મોટો ભાગ આપોઆપ જતો રહેશે, અને માણસની સ્થિતિમાં એટલો ફેરફાર એકાએક થશે કે પૃથ્વી પર

રહેનાર દરેક માણસ અચંબો પામ્યા વગર રહેશે નહિ. નીતિ પાળવાથી, સારૂં નામ પ્રાપ્ત કરવાથી, સદ્વર્તનરૂપી મોતી પામવાથી તમારૂં પોતાનું, તેમજ તમારા પડોસીનું દુઃખ ઓછું થશે, અને જ્યાં દુઃખ અમલ ચલાવે છે ત્યાં સુખ, આનંદ અને શાન્તિની વૃષ્ટિ થશે. આ દુનિયામાં પણ સદ્વર્તન દરેક રીતે ઉપયોગી છે.

૨. એક બીજું કારણ આ છે કે **દરેક માણસ લોહચુંબકની પેઠે બીજાઓનું આકર્ષણ કરે છે.**

તમે જાણતા તો હશો કે લોહચુંબકમાં લોઢાને ખેંચવાનો ખાસ ગુણ છે. વળી જો તમે બીજા ખનીજ પદાર્થ પર ખનીજ લોહચુંબક ઘસશો તો તે પણ લોહચુંબક બને છે. તેજ પ્રમાણે દરેક માણસમાં ચિત્તાકર્ષક શક્તિ હોય છે. આપણે બધા એક-મેકનું આકર્ષણ કરીએ છીએ, એટલે એક બીજા પર સારી અથવા ભુંડી છાપ પાડીએ છીએ. જે સદ્ગુણ અથવા દુર્ગુણ આપણામાં છે તેજ જેઓની સાથે આપણે સંબંધ રાખીએ છીએ તેઓમાં ઉત્પન્ન થાય છે. એ વિષે ઘણી કહેવતો ચાલે છે. જેમકે "સોબત તેવી અસર" "સંગ તેવો રંગ" ઇત્યાદિ. આપણે બધા એક બીજાઓની સાથે સંબંધ રાખીએ છીએ, એક બીજાથી જુદા રહેતા નથી. આપણે એક કુટુંબના માણણો છીએ, એક ગામના વતનીઓ છીએ, અને એક નિશાળના છોકરા છીએ. એક કુટુંબ બીજા કુટુંબ સાથે અને ગામની બધી વસ્તી સાથે સંબંધ રાખે છે. એક ગામ કે એક શહેરના માણસો દરિયાના કાંઠા પર રહેલા પત્થરો જેવા નથી, કાંકરા એક બીજાથી નોખા છે અને દરેક સ્વત્રંત છે. તેઓ એક બીજાની સાથે કોઈ ખાસ સંબંધ રાખતા નથી. જો એક લઈ જશો કે જો એક હજાર લઇ જશો તો બાકીના બીજા જાણશે નહિ. માણસજાત એથી છેક જુદી છે. જેમ એક ઝાડનો દરેક ભાગ—એટલે મૂળ, થડ, ડાળીઓ, કળીઓ, ફૂલ, ફળ એક બીજાની સાથે નિકટનો અને જીવતો સંબંધ રાખે છે, અને એક બીજા પર આધાર રાખે છે તેમજ માણસો એક બીજાના અવયવો જેવા છે. "આપણે માહોમાંહે એકમેકના

અવયવો છીએ." આ દેશમાં ન્યાતજાતના કાયદા માણસોને એક બીજાથી જુદા પાડે છે ખરા, પરંતુ માણસની પ્રેરણા અને તેની ગરજ ન્યાતજાતના કાયદા કરતાં અધિક બળવાન હોઇને, જાતજાતના માણસો અરસપરસનો વહેવાર રાખે છે. ન્યાતજાતના કાયદા છતાં પણ જુદી જુદી કોમનાં છોકરાં એકજ નિશાળમાં બેસીને સાથે સાથે શિખે છે. તેઓ મોટાં થાય છે ત્યારે પણ તેઓ એકબીજાની સાથે વહેવાર રાખે છે. ઉપરની વાત સાચી છે કે, "આપણે માહોમાંહે એકમેકના અવયવો છીએ."

એમ છે તો જો એક અવયવ નબળો અથવા માંદો થાય તો તેની સાથે બધા અવયવો દુઃખી થશે. જેમ તમારી સારી તંદુરસ્તીનો આધાર ઘણે ભાગે હવા પર છે, તેમજ જનમંડળની આત્મિક તંદુરસ્તીનો આધાર તમારી અને દરેક માણસની વર્તણુક પર રહેલો છે, કારણ કે તમારી વર્તણુકની છાપ જાણ્યા અજાણ્યા બીજા પર પડે છે, અને જે દુર્ગુણ અથવા સદ્દગુણ તમારામાં છે તે તમારી સાથે સંબંધ રાખનારાઓમાં ઉત્પન્ન થાય છે, માટે તેમના પર કેવી અસર થશે એ વિષે તમારે વિચાર કરવો. "શું હું મારા ભાઇનો રખેવાળ છું?" એવો સવાલ કોઇ વિચારશીલ માણસ કદી પુછશે નહિ, કારણ કે તે સારી પેઠે જાણે છે કે ઘણા લોકો મને અનુસરીને ચાલે છે. જો તમે તમારી વાડીમાં નુકસાન-કારક છોડવા ઉગવા દેશો, તો તમે જોતા ન હો ત્યારે પક્ષીઓ તેનાં બી તમારા પડોસીની વાડીમાં લઇ જશે, અને તેની વાડીમાં પણ એજ જાતના નુકસાનકારક છોડવા ઉગશે. તેમજ જો તમારી અંતઃકરણરૂપી વાડીમાં પાપરૂપી નિંદણ ઉગવા દેશો તો તેનાં બી કોઇ અજાણી રીતે બીજા માણસના મનમાં રોપવામાં આવશે. તમે બી વાવનાર જેવા છો. વિચાર, શબ્દ, અને કૃત્યરૂપી બી તમે દરરોજ વાવો છો; પણ બી જુદા જુદા પ્રકારનાં છે. જો એક જાતનાં બી વાવશો તો એક સુંદર ઝાડ ઉગશે, જેની શીતળ છાયા નીચે બેસીને થાકી ગએલા મુસાફરો થાક ખાશે, પણ જો એક બીજી જાતનાં બી વાવશો તો તમારી જીંદગીમાં અથવા તો

તમારા મરણ પછી એક ઝેરી રોપ ઉગશે, જેનું ફળ ખાવાથી માણસો માંદા પડશે અથવા મરી જશે. હમણાં એ બી તમારા હાથમાં છે માટે બહુ સંભાળ રાખીને વાવવાં. એક વખત પ્રભુ ઇસુ ખ્રીસ્તે આ બાબત વિષે બોધ કરતાં કહ્યું કે :—"ઠોકર ખાવાનો પ્રસંગ ન આવે એમ બની શકતું નથી, પણ જેનાથી તે આવે છે તેને અફસોસ છે! કોઇ આ નાનાંઓમાંના એકને ઠોકર ખવડાવે એ કરતાં તેની કોટે ઘંટીનું પડ બંધાય ને તે સમુદ્રમાં નંખાય, એ તેને માટે સારૂં છે."

તમારી છાપ બીજાઓ પર પડે છે અને પડ્યા કરશે. કેવી છાપ પડશે? શું તમે અજવાળારૂપ છો અથવા અંધારારૂપ છો? ભગવતગીતામાં આ શબ્દો વાંચવામાં આવે છે કે :—

यद्यदाचरति श्रेष्ठस्तत्तदेवेतरो जनः।
सयत्प्रमाणं कुरुते लोकस्तदनुवर्तते ॥ ३ : २१

"શ્રેષ્ઠ પુરૂષ જે જે કર્મો કરે છે, તે તે કર્મો બીજા માણસો પણ કરે છે; અને શ્રેષ્ઠ પુરૂષ જે જે માર્ગ નિશ્ચિત કરે છે તેનુંજ લોકો અનુકરણ કરે છે."

માટે જેને શ્રેષ્ઠ કહીએ છીએ તેના જેવા થવું જોઇએ, એ માટે કે આપણી સાથે સંબંધ રાખનારા પર સારી અસર પડે.

**૩. ત્રીજું કારણ આ છે કે દરેક માણસને પરમેશ્વરને જવાબ આપવો પડશે.**

પરમેશ્વર એક શેઠ જેવો છે. તે પોતાના નોકરોને દાન આપીને તેમને પરદેશ મોકલે છે. મોકલતી વેળાએ તે દરેકને કહે છે કે :—"હું તમને બોલાવું ત્યાં સુધી મહેનત કરો." પણ તે ક્યારે બોલાવશે તે તેઓને કહેતો નથી. "હું મારી મરજીમાં આવશે ત્યારે તમને તમારા કામ પરથી પાછા અહીં બોલાવીશ; અને મારી મરજીમાં આવશે ત્યારે તમારા કામનો હિસાબ માગીશ," એમ ચેતવે છે. હવે જો નોકરો ધ્યાન દઇને મહેનત કરશે નહિ, જો તેઓ મોજમઝામાં અથવા ઉંઘમાં વખત ગુમાવશે તો તેઓ

કેવી રીતે ધણી પાસે જઇ શકશે? જ્યારે તેઓ વિચાર કરતા નથી ત્યારે, વધારે ચેતવણી આપ્યા વગર, અને આગળથી ખબર આપ્યા વગર ધણી તેમને બોલાવશે, અને જો તેઓ તૈયારીમાં નહિ હોય તો તેમને અફસોસ થશે! પરમેશ્વર આપણો ધણી છે, હા, આપણો બાપ છે, માટે આપણે તેની ઇચ્છા પ્રમાણે ચાલવું. આપણે તેના કાયદા પાળીને તેનો મહિમા દર્શાવીએ એ માટે તેણે આપણને આ દુનિયામાં મોકલ્યા છે. જો તે પ્રમાણે કરીશું તો સારૂં, પણ જો તે પ્રમાણે નહિ કરીશું તો બાપ આપણને ઘેર બોલાવશે ત્યારે આપણને શરમ અને બીક પણ લાગશે. પરમેશ્વર આપણને કયારે બોલાવશે એ કોઇ માણસ જાણતો નથી.

"કોઇ આજ, કોઇ કાલ, કોઈ માસે, ખટમાસે;
કોઈ વર્ષ દસબાર, કોઇ પચ્ચીસ પચાસે;
કોઈ સાઠ સિત્તેર, કોઇ પોણોસો એંસી;
જે જાયું તે જાય, નથી રહેવાનું બેસી."

દરેક માણસને જવું પડશે, અને ગયા પછી તમારી શી ગતિ થશે એનો આધાર તમારાં ચાલચલણ, આચારવિચાર, અને વર્તણુક પર રહે છે. જેઓ આ જીંદગીમાં સારૂં કરે છે તેઓ મરણ પછી સુખ ભોગવશે, પણ જેઓ ભુંડું કર્યાં કરે છે તેઓ પાપનું ફળ, એટલે દુઃખ ભોગવ્યા વગર રહેશેજ નહિ. દરેક ભુંડા કામ, અને દરેક નકામા શબ્દને માટે જવાબ આપવો પડશે. પરમેશ્વર ઇન્સાફી છે. એના રાજ્યાસનનો પાયો ન્યાયીપણું છે. માટે જેઓ પરમેશ્વર સાથે મિલાપ કરવાની આશા રાખે છે, જેઓ કલ્યાણ પ્રાપ્ત કરવાની ચિન્તા કરે છે, જેઓ સુખ ભોગવવા ચાહે છે, તેઓએ હમણાં, આ જીંદગીમાં વિચાર કરવો જોઈએ, અને તેઓ હૈયાત છે ત્યાં સુધી સદ્વર્તન પ્રાપ્ત કરવાને માટે મહેનત કરવી જોઇએ.

**માટે આ ત્રણ કારણોને લીધે, અને બીજાં ઘણાં કારણોને લીધે તમારે જેમ બને તેમ સારૂં નામ મેળવવાને માટે પ્રયત્ન કરવો.**

## પ્રકરણ ૪ થું.

## સદ્વર્તન પ્રાપ્ત કરવાની અડચણો.

સદ્વર્તન એ સૌથી મૂલ્યવાન ચીજ છે, માટે એને પ્રાપ્ત કરવી બહુ દુર્લભ છે. કિમ્મતની બરાબરીના નિયમ વિષે સૌ કોઈ જાણે છે. નાની કિમ્મતની ચીજ વેચાતી લેવા માટે થોડા પૈસા જોઈએ, પણ મૂલ્યવાન ચીજ વેચાતી લેવા સારૂ વધારે પૈસા જોઈએ. સાધારણ પત્થરોની કિમ્મત થોડી છે, કારણ કે એવા પત્થરોની કંઈ ખોટ નથી. સોનું, રૂપું, હીરા, મોતી વગેરે વધારે કિમતી છે, કારણ કે તેઓ ઓછાં છે અને ભોંયમાંથી અથવા દરિયામાંથી મુસ્કેલીથી કાઢવામાં આવે છે. જેઓ ઉત્તર કે દક્ષિણ ધ્રુવની મુસાફરી કરે છે તેઓને વીર પુરૂષો કહીએ છીએ, કારણ કે એવી મુસાફરી કરવી બહુ મુસ્કેલ છે, અને તે સાધારણ માણસથી ભાગ્યેજ કરાય. જે મહેનત કર્યાં વગર મેળવાય, જે સાધારણ છે અને દરેક ગામમાં મળી શકે છે, તેની કિમ્મત થોડી છે. પણ જેને પ્રાપ્ત કરવું અપાર મુસ્કેલ છે, અને જે ચીજ આ દુનિયામાં ભાગ્યેજ મેળવાય, તેની કિમ્મત બહુ ભારે છે. સોનું રૂપું વગેરે મૂલ્યવાન ચીજો વરસાદની પેઠે આકાશથી પડતી નથી. અભ્યાસ કર્યાં વગર વિદ્યા મળશે નહિ. અને જેમ મહેનત કર્યાં વગર મુસાફર પર્વતની ટોચ ઉપર ચઢી શકતો નથી તેમજ ઘણી મહેનત કર્યાં વગર કોઇ માણસ મોટી પદવી પ્રાપ્ત કરી શકતો નથી. આ જીવનના ઉત્તમ પદાર્થો ભોંય પર રહેલા નથી. ઉલટું તેમને પામવાને માટે આપણે ધીમે ધીમે અને સાવચેતપણાથી સીડી પર ચઢવું જોઇએ. ખેતર ગમે તેવું ફળદ્રુપ હોય, પણ જો ખેડુત મહેનત કરે નહિ અથવા બી વાવે

**કિમ્મતની બરાબરીનો નિયમ.**

નહિ તો પાક થાયજ નહિ. ભોંયમાં ગમે તેટલું સોનું હોય, પણ જો માણસ બહુ મહેનત કરીને તેને કાઢે નહિ તો તે કેવી રીતે મળે? ટુંકામાં દરેક મૂલ્યવાન વસ્તુની પ્રાપ્તિ કરવાને માટે યોગ્ય કિમ્મત આપવી જોઇએ. સદ્‌વર્તન એ સૌથી મૂલ્યવાન વસ્તુ છે, માટે એને પ્રાપ્ત કરવાને વાસ્તે ભારે કિમ્મત આપવી પડે છે. એ અગત્યની વાત આગળથી જાણવી જોઇએ. અગાઉથી ન જાણવાથી ઘણા લોકો મોટી ભૂલ ખાય છે, અને પછી પસ્તાવો કરીને કહે છે કે, જો આપણે જાણતા હોત, અથવા જો કોઇ અનુભવી માણસે આપણને ખબર આપી હોત, તો આટલી મોટી ભૂલ ન કરત, વધારે મહેનત કરત, વધારે સાવચેતી રાખત, ઇત્યાદિ. નીચે લખેલું દૃષ્ટાંત વાંચી જુઓ :—

"તમારામાંનો એવો કોણ છે કે જે બુરૂજ બાંધવા ચાહે, પણ પહેલાં બેસીને ખરચ નહિ ગણે, કે તે પૂરો કરવા જેટલું મારી પાસે છે કે નહિ? રખે કદાપિ પાયો નાખ્યા પછી તે પુરો કરી શકાય નહિ. ત્યારે જે જુએ તે સર્વ તેની મશ્કરી કરવા લાગે અને કહે કે આ માણસ બાંધવા લાગ્યો પણ પુરૂં કરી શક્યો નહિ."

દરેક માણસ સદ્‌વર્તનરૂપી બુરૂજ અથવા કિલ્લો બાંધનાર છે, એટલુંજ નહિ પણ અનંતકાળ રહેવાનું ઘર બાંધનાર છે, માટે આગળથી વિચાર કરવો, અને વિચાર કર્યાં પછી જેટલી મહેનત કરવી ઘટે તેટલી કરવી. વળી એક બીજો દાખલો વાંચી સમજો :—

"કયો રાજા એવો છે કે જે બીજા રાજાની સામે લડાઈ કરવા જતો હોય, પણ પહેલાં બેસીને વિચાર નહિ કરે કે જે વીસ હજાર લઇને મારી સામે આવે છે, તેને હું દસ હજારથી સામે થઇ શકીશ કે નહિ."

આપણે પણ યુદ્ધ કરનારા છીએ, જે આપણી સામે આવે છે તે બહુજ બળવાન છે માટે આપણે આગળથી તેની શક્તિ વિષે વિચાર કરવો જોઇએ. એનું બળ જો જાણીશું તો તેને જીતવાને

માટે તેવડું સૈન્ય સાથે લઇને તેની સામે જઇશું. માટે સદ્વર્તન પ્રાપ્ત કરવાને માટે જે અડચણો નડે છે તેની તપાસ કરીએ.

**૧. સ્વભાવનું વલણ.**

સદ્વર્તન પ્રાપ્ત કરવું મુશ્કેલ છે કેમકે આપણા સ્વભાવનું વલણ અનીતિ તરફ હોય છે. હું કહેતો નથી, અને હું કહેવા માગતો નથી કે આપણું દરેક વલણ ભુંડું અને પાપ તરફ છે. માણસનાં વલણો જાતજાતનાં છે. કોઇ સારાં છે અને કોઇ ભુંડાં છે, કોઈ નીતિને માટે તલપે છે, અને કોઈ ઝેરવાળા ઝરણને માટે તરસે છે, જેમ પાઉલ ભકતે લખ્યું છે તેમ :—

"દેહ આત્માથી ઉલટી ઇચ્છા કરે છે, ને આત્મા દેહથી ઉલટી, ને તેઓ પરસ્પર વિરૂદ્ધ છે, એવા કે જે તમે ચાહો તે તમે કરતા નથી."

થોડાં વર્ષ પહેલાં કેવળ ઇશ્વરશાસ્ત્રવેત્તાઓ અને ધર્મશીલ લોકો એ મતના હતા, અને પદાર્થશાસ્ત્રવેત્તાઓ, તથા બીજા ઘણા, જુદા મતના હતા. પણ જે શરૂઆતથી ઇશ્વિરશાસ્ત્રવેત્તાઓ માનતા હતા તે આજકાલના અધ્યાત્મશાસ્ત્રવેત્તાઓ સાબિત કરે છે. માણસના મનમાં જે વિરોધ હોય છે તે વિષે માજી પ્રોફેસર જેમ્સ સાહેબે એક જાણીતું પ્રકરણ લખ્યું હતું. તે પ્રકરણ વાંચવાથી માલમ પડે છે કે ઉપર લખેલું વાકય સાચું છે. એવું વલણ હોય છે, તે ઘણા ખરા લોકો ખુદ અનુભવ ઉપરથી માને છે, પણ એના કારણ વિષે લોકો મતમતના હોય ખરા. કોઇ માને કે તે વલણ આપણાં માબાપ અથવા બાપદાદાઓનાં પાપનું ફળ છે. "બાપોએ ખાટી દ્રાક્ષ ખાધી, ને પુત્રોના દાંત ખટાઇ ગયા છે." બીજા કોઈ માને કે બીજા ભુંડા લોકોની છાપ નાનપણથી આપણા પર પડે છે, માટે આ વલણ ઉત્પન્ન થાય છે. "અફસોસ છે મને...કારણ કે હું અશુદ્ધ હોઠોનો માણસ છું, ને અશુદ્ધ હોઠોના લોક મધ્યે હું રહેનાર છું."

ગમે તે કારણ હોય તોપણ આપણા મનનું વલણ નાનપણથી એવુંજ હોય છે, એમાં કંઇ શક નથી. જ્યારે રેલ આવે છે,

અથવા વંટોળીઆનું તોફાન થાય છે; ત્યારે ડુબી જનારા લોકો એના કારણ વિષે વાદવિવાદ કરતા નથી, પણ કેવી રીતે બચી જઈશું એ વિષે ચિંતા કરે છે. માટે જેઓને વધારે અવકાશ હોય છે તેઓ આ વલણનું મૂળ કારણ શોધી કાઢી શકે છે. ગમે તે કારણ હોય પણ આપણે બધાએ દિલગીરીથી કબૂલ કરવું કે :—

"જે સૌથી કપટી તે હૃદય છે, તે અતિ ભુંડું છે, તેને કોણ જાણી શકે છે?"

"જે ઇચ્છું છું તે હું કરતો નથી, પણ જે ધિક્કારૂં છું તે કરૂં છું."

"ભુંડી કલ્પનાઓ, હત્યાઓ, વ્યભિચારો, જારકર્મો, ચોરીઓ, જુઠી સાક્ષીઓ, તથા નિંદાઓ હૃદયમાંથી નિકળે છે."

નંદશંકરે આ બાબત વિષે જે લખ્યું છે તે વાંચવા લાયક છે. આ સંસારરૂપી સાગર વિષે લખતાં તે કહે છે કે :—

"વહાણધણીની સાથે જેઓ બેઠેલા હોય છે તેઓમાંથી કેટલાએક તેના ખરા મિત્રો હોય છે, કેટલાએક તો તે દુષ્ટ રાક્ષસીઓનાં સગાં તથા મદદગાર હોય છે, અને તેઓ વહાણધણીને તે બેટોમાં જવાને નિરંતર સમજાવ્યા કરે છે...તેના વહાણમાં બેસનારા તોપણ તેના શત્રુઓ તેના હમેશાં કાન ભર્યાં કરે છે."

એ સાચી વાત છે કે, જે આપણી સાથે છે, આપણામાં છે (એટલે આપણી મનોવૃત્તિઓ તથા વલણો) તે પણ શત્રુઓના પક્ષના છે. "સ્વર્ગનું વિમાન" નામની ચોપડીમાં આ વાર્તા લખેલી છે :—"કોઈ એક શહેરમાં બહુ ચોરી થતી હતી, તેથી ત્યાંના રાજાએ શહેરના દરવાજા બંધ કરાવ્યા ને કિલ્લા ઉપર તથા દરવાજા ઉપર મજબૂત ચોકી પહેરા રાખ્યા. એમ ઘણા દિવસ સુધી કર્યું, પણ ચોરી થતી અટકી નહિ, કારણ કે ચોર ગામની અંદરનાજ હતા." આ વાર્તા આપણને લાગુ પડે છે. મનનું વલણ અનીતિ તરફ હોય છે, માટે સદ્વર્તન પ્રાપ્ત કરવું અપાર દુર્લભ છે.

એક વહાણ વિષે મેં સાંભળ્યું. તેને બાંધતાં લાંબો વખત લાગ્યો અને બહુ ખરચ થયો. બાંધવાનું અને શણગારવાનું કામ પુરૂં થયું ત્યારે એ વહાણ સમુદ્રનો રાજા હોય તેવુંજ સુંદર દેખાયું. તે સમુદ્રમાં કેવી રીતે ચાલશે તે અજમાયશ કરવાનો દિવસ આવ્યો, ત્યારે ખલાસીઓ અને એન્જીનીઅરો ઘણી ધામધુમથી વહાણ હંકારવા લાગ્યા. હજારો લોકો તમાશો જોવાને માટે બંદર પર આવેલા હતા, તેઓએ જ્યારે વહાણ ચાલવા લાગ્યું, ત્યારે બૂમ પાડી અને તાળી પાડી. થોડી વાર પછી એ બધા બૂમ અને તાળી પાડનારા લોકો અચંબો પામીને ચુપ રહ્યા. એનું કારણ શું હતું? વહાણ પાણીમાં ચાલવા લાગ્યું ત્યારે માલમ પડયું કે કપ્તાન સાહેબ અને સુકાનદાર ગમે તે કરે તોપણ વહાણ ડાબી બાજુએ જશે. એવું વહાણ શા કામનું? દરેક માણસ ઓછો વધતો એના જેવો છે. તેનું વલણ પાપ તરફ દોડી જાય છે, માટે કહીએ છીએ કે એ વલણને લીધે સદ્‌વર્તન પ્રાપ્ત કરવું અપાર મુશ્કેલ છે.

**૨. જગતની ભુંડી અસર.**

એક બીજું કારણ એ છે કે, આ દુનિયા કે જેમાં આપણે જીંદગી કાઢીએ છીએ તે પણ ભુંડી છે અને તેની છાપ આપણા પર પડે છે. આજુબાજુની વસ્તુઓ આપણા પર ઘણી અસર કરે છે, એમાં કંઈ શક નથી. હવાપાણી માણસ પર કેટલી બધી અસર કરે છે તે દરેક માણસ સમજે છે. જેઓ ઠંડા દેશમાં રહે છે તેઓનો દેખાવ જુદો છે, અને જેઓ ગરમ દેશમાં રહે છે તેઓનો દેખાવ જુદો છે. જેવી રીતે હવાપાણી અને બીજી બાહ્ય વસ્તુઓ માણસના શરીર પર અસર કરે છે, તેવીજ રીતે આસપાસના લોકો તેના મન પર સારી અથવા ભુંડી અસર કરી શકે છે અને કરે છે. આપણે બધા જાણીજોઇને અથવા જાણ્યા વગર એક બીજા પર અસર કરીએ છીએ. જો તમારી વાડીમાં ગુલાબનો છોડ રોપશો તો તે છોડ ગુલાબ ને ગુલાબનોજ હમેશાં રહેશે. છતાં પણ હવાપાણી અને બીજાં ઘણાં કારણોને લીધે એમાં ઘણો મોટો ફેરફાર થાય. તે ખીલશે અથવા બગડી જશે, એનું ફૂલ સુંદર

દેખાશે કે નહિ એ વિષે શક રહે. જો ઝાડ સારી જાતનું હોય, જો જમીન સારી અને તેને અનુકૂળ હોય, જો હવાપાણી, અને સૂર્યનો પ્રકાશ માફક હોય, તો એ ઝાડ ખીલશે અને તેને સુંદર ફૂલ આવશે. હવાપાણી, પ્રકાશ વિગેરે માફક હોય તોપણ જો સસલાં અથવા બકરાં, અથવા તો જીવડાં, એની છાલ, ડાળીઓ, અથવા કળીઓ ખાય તો સુંદર ફૂલ ખીલશે નહિ. જો કે ઝાડની જાત સારી અને ઉંચી હોય તોપણ જો આસપાસની વસ્તુઓ અનુકૂળ નહિ હોય તો ઝાડને સુંદર ફૂલ આવશેજ નહિ.

હવે, આ દાખલો માણુસને લાગુ પડે છે. દરેક બાળક જે આ દુનિયામાં જન્મે છે તે ઘણી બાબતના સંબંધમાં એ ગુલાબના છોડ જેવું છે. જે કુટુંબમાં, જે ઘરમાં બાળક જન્મે છે, તે કુટુંબ કે ઘરની પસંદગી તે પોતે કરી શકતું નથી. જે સ્થિતિમાં તે ઘણાં વર્ષ સુધી રહેવાનું છે તે તેના જન્મ પહેલાં તૈયાર રાખેલી હતી. નાનપણથી શું જોવામાં કે સાંભળવામાં કે અનુભવવામાં આવશે, કોની સાથે રમત કરશે અથવા કોની સાથે નિશાળમાં બેસશે, ટુંકામાં—તેના પર કોણ અસર કરશે, અને તે અસર કેવી થશે એ બાળકના કબજામાં નથી, છતાં પણ તેની વર્તણુક ઉપર એ અસર લગભગ સર્વસામર્થ્યવાન છે. જેમ બીજા લોકોની ભાષા સાંભળવાથી બાળક બોલતાં શિખે છે, અને એક અમુક ભાષા અમુક રીતે શિખે છે, તેમજ બીજા લોકોની ચાલચલણ જોવાથી તે વર્તવા લાગે છે. દરેક બાળકમાં નકલ કરવાની ટેવ છે, પણ શાની અથવા કોની નકલ કરવી એ વિષે તેને વિચાર કરવાની શક્તિ નથી. ઘરમાં, ગામમાં, અથવા નિશાળમાં, ગમે ત્યાં જાય, ત્યાં તે આચારરૂપી હવા ખાય છે, અને તેની ચાલચલણ કેવી થશે તેનો આધાર એ આસપાસના આચારરૂપી વાતાવરણ પર રહે છે. જો નાનપણથી કેવળ ગુજરાતી ભાષા બાળકના સાંભળવામાં આવે તો તે પોતાની મેળે અંગ્રેજી બોલશે નહિ, પણ જે ભાષા અહોનિશ સાંભળવામાં આવે છે તેજ તે બોલશે. તેમજ જે આચારવિચાર જોવામાં આવશે તેને અનુસરીને બાળક વર્તશે. માટે જો માબાપ,

સાથીઓ અને બીજા બધા લોકો છોકરાં પર સારી અસર કરે તેટ-
ઠીક. પણ અનુભવ ઉપરથી માલમ પડે છે કે તેઓ આ ઘણી
અગત્યની બાબત વિષે જોઈએ તેટલો વિચાર કરતા નથી. ઘણી
વાર તેઓ બાળકની આગળ ખોટો દાખલો બેસાડે છે. એમ
કરવાથી તેઓ પાપરૂપી બી છોકરાંનાં મનમાં વાવે છે. એ બી
ઉગે છે, કારણ કે જમીન તેને અનુકૂળ છે, અને થોડાં વર્ષ પછી
જે મન પ્રભુની વાડીના જેવું હોવું જોઇએ તે નર્યાં જંગલના જેવું
થાય છે. બાળક મોટું થાય છે અને વિચાર કરવા લાગે છે,
ત્યારે તેને માલમ પડે છે કે હું મારી વાડીમાં સારાં બી વાવું, ત્યાર
પહેલાં મારે તેને સાફ કરવી જોઈએ. એ પ્રમાણે કરવું અપાર
મુસ્કેલ છે, માટે કહીએ છીએ કે બીજા લોકો આપણા પર જે
ભુંડી અસર કરે છે તેને લીધે સદ્વર્તન પ્રાપ્ત કરવું અપાર મુસ્કેલ
છે.

વળી એક ત્રીજું કારણ પણ છે. ઘણાખરા લોકો માને
છે કે, આ દુનિઆમાં એક ભુંડી શક્તિ (પરાક્રમી ભુંડો
આત્મા) છે, કે જે માણસને લલચાવે છે
અને તેનું પરીક્ષણ કરે છે. એ શક્તિને
જુદાં જુદાં નામ આપવામાં આવે છે,
જેમકે શેતાન, માયા, ઇત્યાદિ. તેને લોકો ગમે તેવું નામ આપે,
પણ તેઓ માને છે કે તે માણસનો શત્રુ છે. તે શત્રુ વિષે લખ્યું
છે કે, "તે ગાજનાર સિંહની પેઠે કોઇને ગળી જાય એમ શોધતો
ફર્યાં કરે છે."

**૩. એક પ્રતિકૂળ શક્તિ હોય છે.**

હવે એ બધાં વિષે જો વિચાર કરશો તો માલમ પડશે કે,
આપણા શત્રુઓ એટલા બધા છે કે આપણો જીવ ભાગ્યેજ બચે.
આપણો સ્વભાવ ભુંડો છે, જે દુનિયામાં આપણે જન્મ પામીએ
છીએ અને જીંદગી કાઢીએ છીએ તે પણ ભુંડી છે, અને તેમાં
રહેનાર માણસો આપણા પર ભુંડી અસર કરે છે. એ શિવાય
આપણો એક બળવાન આત્મિક શત્રુ છે, જે આપણો નાશ કરવા
સારૂ યત્ન કર્યાં કરે છે. એક પ્રખ્યાત ભકતે લખ્યું છે કે :—"રક્ત

તથા માંસની સામે આપણું મલયુદ્ધ નથી, પણ અધિપતિઓની સામે, અધિકારીઓની સામે, જગતમાંના આ અંધકારના સત્તાધારીઓની સામે, આકાશીઓમાં ભુંડાઇનાં આત્મિક લશ્કરોની સામે છે." "સ્વર્ગનું વિમાન" તેમાં લખ્યું છે:—"એક વહાણને બહારથી પવનનું તોફાન લાગે અને અંદર તળિયામાંથી ગાબડું પડે, એ વહાણને બચવાની આશા કયાંથી? એવા વહાણમાં બેઠેલા ઉતારૂઓનો તો નાશજ થાય. એવીજ રીતે બહારના તોફાનની પેઠે એક તો આપણી આજુબાજુની દુનિયા બગડેલી છે, અને બીજું તેમાં ગાબડાની પેઠે જો આપણું મન પણ ખરાબ હોય તો પછી બચવાની આશા કયાંથી?" માણસની સ્થિતિ એવી છે, અને એથી વધારે બગડેલી છે, માટે સદ્વર્તનરૂપી ઇનામ પ્રાપ્ત કરવું દુર્લભ છે.

# પ્રકરણ ૫ મું.

## સદ્વર્તનનું કહેણ.

સદાચારરૂપી પારસમણિ પ્રાપ્ત કરવો બહુ મુશ્કેલ છે, માટે આપણે શું કરવું? ઘણા માણસો મુશ્કેલ કામમાંથી છટકી જાય છે. તેઓ કહે છે કે, કામ મુશ્કેલ છે માટે કોઈ બીજો કરે.

**મુશ્કેલ કામમાંથી છટકી જવું નહિ.**

બીજા લોકો ઘણાં નકામાં બહાનાં કાઢે છે: જેમકે કામ મુશ્કેલ છે અને હું નબળો છું, મારી તબિયત સારી નથી, એ એક માણસનું કામ નથી, એક દિવસનું કામ નથી, ઇત્યાદિ બહાનાં કાઢે છે. વફાદાર, બહાદુર, અને મહેનતુ માણસ એવાં બહાનાં કદી કાઢતો નથી. જો કામ મુશ્કેલ હોય તો બહાદૂર માણસ બમણી મહેનત કરીને કામ પુરૂં કરશે. જો મુસાફરી લાંબી હોય તો ધીરજ રાખીને દરરોજ આગળ જવું જોઇએ. જો પર્વત ઉંચો હોય અને ઉપર જવાનો માર્ગ સીધો અને લપસણો હોય તો વધારે સંભાળ રાખવી જોઇએ. જો શત્રુઓ ઘણા અને શક્તિમાન હોય તો તેમની સામે આવનારાએ વધારે હિમ્મતથી લડવું જોઇએ.

પરંતુ જો તપાસ કરશો તો માલમ પડશે કે, સદ્વર્તનના સંબંધમાં ઘણા લોકો એ પ્રમાણે વર્તતા નથી. આ સદાચારરૂપી

**પ્રારબ્ધવાદી ન થવું.**

રણમાં ઘણા માણસો પાછાં પગલાં ભરે છે. તેઓ કહે છે કે મનમાં જે આવે છે તે પ્રમાણે કરવું સહેલું છે, અને એમ કરવાથી આનંદ થાય છે, પણ મનના વિચારો કબજામાં રાખવા મુશ્કેલ છે, અને એમ કરવાથી તેટલો આનંદ થતો નથી. અમારા સ્વભાવની સાથે શા માટે લડીએ? જેવા પરમેશ્વરે અમને ઉત્પન્ન કર્યાં છે તેવાજ અમે હોઇએ છીએ, માટે જો સ્વભાવનું વલણ ફલાણી ચીજની તરફ

દોડે છે તો જવાબદાર કોણ છે? એ પ્રમાણે ઘણા લોકો ધારે છે. સ્વભાવનું વલણ ભુંડું છે ખરૂં, જગતની અસર ભુંડી છે ખરી, શેતાનની શક્તિ ઘણી છે એમાં શક નથી, પણ તે પ્રારબ્ધ છે, કપાળમાં લખેલું છે, માટે જે થાય છે તે થવા દો, અમે લાચાર છીએ, પ્રારબ્ધની સામે કોણ ઉભું રહી શકે? એમ ધારતાં ધારતાં તેઓ અંતઃકરણની દરેક ઇચ્છા પુરી કરે છે, અને જેમ લંગર વગરનું વહાણ ઠેકાણાસર રહી શકતું નથી, તેમ તેઓ પાપરૂપી ભરતીઓટથી આગળ પાછળ ઘસડાઇ જાય છે.

**કેવો ખેડુત ફતેહમંદ છે.**

પણ એ લોકોનાં બહાનાંની તપાસ કરો. જો કોઈ ખેડુત કહેશે કે મારા ખેતરમાં ઝાડવાં અને નકામું ઘાસ ઉગે છે, માટે સારો પાક થશેજ નહિ, તો તેને તમે શું કહેશો? કહેશો કે ભાઈ, જમીનનો સ્વભાવ એવોજ છે, દરેક ખેતરમાં પાકને નુકસાનકારક છોડવા પોતાની મેળે ઉગે છે. તમે ખેડુત છો, શું તમે એ નામનો અર્થ હજુ સુધી જાણતા નથી? ખેડુત તે ખેતી કરનાર છે, માટે ખેતર ખેડવું જોઇએ, એ નકામા છોડવા જડમૂળથી ખોદી નાખવા જોઇએ, ખેતરમાં ખાતર નાખવું જોઇએ, સારામાં સારાં બી વાવવાં જોઇએ, પાણી પાવું જોઇએ; એ પ્રમાણે જો કરશો તો તમારૂં ખેતર રસાળ થયા વગર રહેશે નહિ. પણ જો એ બિચારો હઠીલો થઇને કહેશે કે, "પ્રારબ્ધે એવો ઠરાવ કર્યો છે કે મારા ખેતરમાં પાક ન થાય," તો તમે કેમ ધીરજ રાખી શકશો? સાચી વાત તો એ છે કે જો ખેડુત ખેતર ખેડવાને બદલે ઘેર બેસીને ગપાટા સપાટા માર્યા કરશે તો તે પૃથ્વીનાં ઉત્તમ ફળ લણશે નહિ. પણ જ્યારે તે આળસ છોડશે અને કમર બાંધીને મહેનત કરશે, ત્યારે પરમેશ્વર તેને આશીર્વાદ આપશે અને પૃથ્વી પોતાનું ફળ આપ્યા વગર રહેશે નહિ.

ઉપલો દાખલો સદ્વર્તનને લાગુ પડે છે. માણસનું મન અથવા હૃદય તે એક ખેતરના જેવું છે. એમાં પાપરૂપી છોડવા પોતાની મેળે ઉગે છે, એટલુંજ નહિ પણ આસપાસનાં ખેતરોમાં જે

નકામા છોડવાં ઉગેલા છે તેનાં બી અસરરૂપી પવનથી આ ખેતરમાં વવાય છે. એ કારણોને લીધે જો તેમાં સદાચરણરૂપી પાક થાય નહિ તો એમાં નવાઈ નથી. પણ દરેક માણસ ખેડુત જેવો છે, માટે તેણે મહેનતથી મનરૂપી ખેતર સાફ કરવું અને એમાં સારામાં સારાં બી વાવવાં. સાવધાન રહેવું જોઈએ, ઉદ્યોગી થવું જોઇએ, ધીરજ રાખવી જોઈએ, નહિ તો નીતિરૂપી પાક થશે નહિ. માણસનું મન ભુંડા વિચારનો વાસો બને, એવો કંઇ પ્રારબ્ધનો ઠરાવ નથી. માણુસ પ્રારબ્ધનું પુતળું નથી; તે સ્વતંત્ર પ્રાણી છે, અને તેની વર્તણુક કેવી થશે તેનો આધાર પ્રારબ્ધ પર નથી પણ પોતાની હિમ્મત, હોંસ, મનસુબા અને સુઇચ્છા પર છે. પણ મહેનત કરવી જોઈએ, અખંડ યુદ્ધ કરવું જોઇએ, અને જો એક વાર અથવા તો એક હજાર વાર હારી જઈએ, તોપણ ફરી ફરીને હિમ્મત પકડીને યુદ્ધ કરવું જોઇએ, કારણ કે જે અંત સુધી ટકી રહેશે તે જય પામશે. જો કામ મુસ્કેલ હોય તો તે કામ કરનારને શાબાશી મળશે. જો મુસ્કેલ હોય તો કરનાર પોતાની મરદાઈ દેખાડી શકે છે. કામ અઘરૂં છે માટે પાછા હઠવું એ બાયલાની વાત છે. પણ કામ અઘરૂં છે માટે મને સોંપી દો, એવું કહેવું એ વીર પુરૂષોની વાત છે, એ બેમાંથી તમે શું પસંદ કરો છો? સદ્વર્તન તમને યુદ્ધનું કહેણ મોકલે છે. તમે કયો જવાબ આપશો? સદ્વર્તન અને તેનું અપાર મૂલ્યવાન ઈનામ મેળવવાને માટે યુદ્ધ કરવું જોઇએ. તેને પ્રાપ્ત કરવાનો યત્ન કરનારને ઘણી અડચણો નડે છે. તેને ઘણું દુઃખ સહેવું પડે છે. જેઓ દુઃખ સહેવાથી છટકી જાય છે અથવા બીહે છે, તેઓ પાછાં પગલાં ભરશે. એવાઓને આળસ અને શાન્તિ મહિમાના મુગટ કરતાં સારાં લાગે છે. પણ જેઓમાં પુરૂપાર્થનો અંશ હોય છે તેઓ દુઃખની દરકાર ન કરતાં સદ્વર્તન પ્રાપ્ત કરવાના યુદ્ધમાં ઉત્સાહથી ઝંપલાવશે, અને પોતાના બધા શત્રુઓ પર જય પામવાથી પોતાનો પુરૂપાર્થ સિદ્ધ થયો જોશે, અને બીજાઓને નમુનારૂપ થશે.

**મરદાઈની જરૂર.**

# પ્રકરણ ૬ ઠું.

## સદ્વર્તનનો પાયો.

સદ્વર્તન એ એક સુંદર ઈમારત જેવું છે, એ ઉપમા ઘણી વાર આપવામાં આવે છે. એ તો ઘણી રીતે લાગુ પડે છે. જો સુંદર ઈમારત બાંધવી હોય તો સારા અને મજબુત પાયા પર બાંધવી જોઇએ. તેજ પ્રમાણે સદાચરણનો એક મજબુત અને ટકી રહે એવો પાયો જોઇએ. એ સાબિત કરવાને માટે લંબાણથી લખવાની જરૂર નથી, કારણ કે એ બાબત વિષે આપણે બધા એકજ મતના છીએ. બે માણસો હતા. એક શાણો હતો અને બીજો મૂર્ખ હતો. તે બે માણસોને પોતપોતાને માટે ઘર બાંધવાનો વિચાર થયો. મૂર્ખ માણસે વિચાર કર્યા વગર તેનું ઘર રેતી પર બંધાવ્યું. સુરજ પ્રકાશતો હતો ત્યાં સુધી તે સુંદર બંગલો રહ્યો, પણ જ્યારે વરસાદ વરસ્યો, ને રેલ આવી, ને વાઝોડાં થયાં, ને તે ઘર પર સપાટા લાગ્યા ત્યારે તે પડી ગયું, અને તેનો નાશ થયો. બીજા શાણા માણસે વિચાર અને અવલોકન કર્યા પછી પોતાનું ઘર ખડક પર બાંધ્યું. વરસાદ વરસ્યો, રેલ આવી, વાઝોડાં થયાં, ને તે ઘર પર સપાટા લાગ્યા, પણ તેનો પાયો ખડક પર નાખેલો હતો તેથી તે પડયું નહિ. ઘરનો આધાર પાયો છે, માટે જો સદ્વર્તનરૂપી ઘર બાંધવું હોય તો સારો પાયો નાખવો જોઇએ. જો રેતી પર બાંધશો તો ઘરનો નાશ થશે અને તેની સાથે ઘરધણીનો નાશ પણ થાય. જો ખડક પર સારૂં બાંધશો તો ગમે તે થાય તોપણ ઘર ઉભું રહેશે, અને મોટું તોફાન થાય ત્યારે ઘરધણી સહીસલામત ઘરમાં રહેશે.

શાના પર બાંધવું? એ ટુંકા સવાલનો જવાબ આપવાને માટે વિદ્વાનોએ ઘણાં મોટાં પુસ્તકો બનાવ્યાં છે. તેઓમાંથી કોઇએક

આ જવાબ આપે છે કે, તમારા પોતાના સુખનો આધાર નીતિ પર છે. સુખી થવું એ માણસનો મુખ્ય હેતુ છે. ખરા સુખનો આધાર નીતિ પર છે માટે નીતિમાન થવું જોઈએ. સદ્દ્વર્તનનો પાયો તે સુખ છે. કોણ સુખી છે? જેઓ રાજાના, જનમંડળના, કુદરત વગેરેના કાયદા પાળે છે તે સુખી છે; માટે સુખી થવાને સારૂ કાયદા પાળવા જોઈએ. જો તમે પોતે નીતિના નિયમો પાળશો, અને જો બીજા લોકો પણ એજ આજ્ઞાઓ પાળશે તો તમે સુખી થયા વગર રહેશોજ નહિ.

**૧. સુખરૂપી પાયો.**

એ જવાબમાં સત્ય તો છે, તોપણ જ્યારે આપણે આ પાયાની તપાસ કરીએ છીએ ત્યારે માલમ પડે છે કે તે ઉંડો નથી, પહોળો નથી અને ટકી રહે એવો પણ નથી. જો દરેક માણસ પોતપોતાનું સુખ શોધશે તો ઘણા લોકો અનીતિ કર્યાં કરશે, કારણ કે અનીતિ કરવાથી તેઓ વધારે સુખી થાય છે. દારૂ પીનાર દારૂ પીવાથી અને અફીણીઓ અફીણ ખાવાથી સુખી થાય છે. વળી ઘણા માણસો એવા છે કે પોતાના સુખ વિષે તેઓ જરા પણ દરકાર કરતા નથી. ભલા માણસો એવા છે, અને ભુંડા માણસો પણ એવા છે. પ્રખ્યાત મુસાફરો, નામાંકિત શોધ કરનારાઓ, પ્રસિદ્ધ સેનાપતિઓ અને કીર્ત્તિમાન ભકતો, એ બધાં સુખનો તુચ્છકાર કરીને અમર થઇ ગયા છે. જો તેઓ પોતાના સુખ વિષે દરકાર કરત તો તેમનું નામ અમર નહિ થાત. તેઓએ ખુશીથી દુઃખ, સંકટ, અને કષ્ટ વેઠયાં માટે તેઓ જય પામય. ભુંડા માણસો પણ પોતાના સુખનો તુચ્છ-કાર કરે છે; નિયમ તોડવામાં, અધિકાર અને અધિકારીઓનો તેઓ ઘણી વાર તિરસ્કાર કરવાને માટે પોતાનો જીવ જોખમમાં નાખે છે; માટે જો સુખરૂપી પાયા પર સદ્દ્વર્તનરૂપી ઘર બાંધવા ચાહતા હો, તો જાણવું જોઇએ કે એ પાયો ઉંડો અને પહોળો નથી તેમજ સ્થિર રહેનાર નથી. જો દરેક પોતપોતાનું સુખ શોધશે તો તકરારની સીમા કયાં મળશે? કારણ કે જેથી એક માણસ પરમ આનંદિત થાય છે તેથી બીજો માણસ અપાર દુઃખી

થાય છે. જો દરેક પોતપોતાનું સુખ શોધ્યા કરશે તો જનમંડળનું બંધાણ તુટી જશે, અને માણસ એટલો સ્વાર્થી થાય કે તેનાથી કંઇ મોટું અને સારૂં કામ નહિ કરાય.

ઉપલી વાત ઘણા માને છે માટે તેઓ કહે છે કે, બીજા લોકો સુખી થાય, અથવા માણસની વિશેષ સંખ્યા સુખી થાય એ હેતુથી જીંદગી ગુજારીએ. એ વાત પણ સારી છે, અને બેશક એ પ્રમાણે વર્તવું તે આપણી ફરજ છે; પણ આપણે જોયું કે જેઓ ઉત્તમ અને શ્રેષ્ઠ છે તેઓ સુખની દરકાર કરતા નથી, અને જેઓ સૌથી ભુંડા છે તેઓ પણ સુખને ગણકારતા નથી, અને બીજા ઘણા એવા છે કે તેમનું સુખ અનીતિ પર આધાર રાખે છે. વળી જોયું કે જેથી એક માણસ સુખી થાય છે તેથી બીજો દુઃખી થાય છે. માટે આ પાયો પણ રેતી જેવો છે, અને જે તેના પર બાંધશે તેનું ઘર પડી જશે.

વળી બીજા કેટલાએક કહે છે કે જો દરેક માણસ પોતપોતાની પ્રેરકબુદ્ધિની પ્રેરણા પ્રમાણે ચાલશે તો બસ. એટલે તમારે તમારા પોતાના હૃદયરૂપી પાયા પર બાંધવું જોઇએ. એ પણ સારૂં છે. અમે માનીએ છીએ કે પ્રેરકબુદ્ધિથી માણસ ખરૂં ખોટું ઓળખી શકે છે.

**૨. પ્રેરકબુદ્ધિરૂપી પાયો.**

પરમેશ્વરનું અજવાળું દરેક માણસ પર પ્રકાશે છે, અને જો દરેક પોતાની બુદ્ધિ અને અંતઃકરણની ચેતવણી પ્રમાણે વર્તશે તો આ દુનિયામાં ઘણો મોટો ફેરફાર થશે. પણ માણસ જાતનો ઇતિહાસ વાંચો, અથવા માનસિક વિદ્યા વાંચો, અથવા માણસનાં કૃત્યોનું અવલોકન કરો, તો સાફ માલમ પડશે કે શરૂઆતથી તે આજ સુધી માણસ પોતાની પ્રેરકબુદ્ધિની ચેતવણી પ્રમાણે હમેશાં કરતો નથી. જે સારૂં છે તેને તે ઓળખે છે અને કબૂલ કરે છે કે તે સારૂં છે, તેમ છતાં ભુંડું પસંદ કરે છે અને ભુંડું કરે છે. માણસ શા માટે આ મૂર્ખાઇ કરે છે? એનું કારણ એ છે કે મનની પ્રેરણાઓ એકજ જાતની નથી. સારી પ્રેરણા છે અને ભુંડી પ્રેરણા પણ છે, ઘણી

વાર ભુંડી પ્રેરણા વિશેષ શક્તિમાન છે. આપણે જોયું કે મનનું વલણ તે કેવું છે. જો કે માનીએ કે દરેક બાળકનું મન શુદ્ધ છે, તોપણ તે પોતાના બાપદાદાનું વારસ છે. અને જે દુર્ગુણો તેઓમાં હતા તે દુર્ગુણોનાં બી બાળકનાં મનમાં વવાએલાં છે, અને વખત વિતી ગયે ઉગશે અને ખીલશે. બીજા લોકો પણ બાળક પર અસર કરે છે, અને તે મોટું થાય છે ત્યાર પહેલાં એના મનમાં બગાડ થાય છે, એટલે કે તેની પ્રેરકબુદ્ધિ શુદ્ધ અને ભરોસા લાયક નથી અને સારી ચેતવણી આપી શકતી નથી.

"શરીરનો દીવો આંખ છે, એ માટે જો તારી આંખ નિર્મળ હોય, તો તારૂં આખું શરીર પ્રકાશે ભરેલું થશે; પણ જો તારી આંખ ભુંડી હોય, તો તારૂં આખું શરીર અંધકારે ભરેલું થશે. માટે તારામાં જે અજવાળું છે, તે જો અંધકારરૂપ હોય તો તે અંધકાર કેટલો મોટો!"

જે અજવાળું આપણામાં છે, એટલે પ્રેરકબુદ્ધિરૂપી અજવાળું તે અંધકારરૂપ છે. જેઓ પ્રેરકબુદ્ધિરૂપી પાયો પસંદ કરે છે તેઓ ખડક પસંદ કરે છે ખરા, પણ તે ખડકમાં અસંખ્ય ફાટો છે, અને તોફાન થશે ત્યારે તે સ્થિર રહેશે નહિ અને કદાચ તેના કકડા થશે.

**૩. પરમેશ્વરના હુકમરૂપી પાયો.**

વળી બીજા કોઈએક માને છે કે સદ્વર્તનનો ખરો પાયો તે પરમેશ્વરનો નિયમ છે. પરમેશ્વર કહે છે કે ફલાણું કરો, અને ફલાણું ન કરો. માટે આપણે સવાલ પુછ્યા વગર તે પ્રમાણે કરવું. એ પણ સારૂં છે. પરમેશ્વર આપણો રાજા છે, માટે તેના કાયદા પાળવા જોઇએ. તે આપણો બાપ છે માટે તેની આજ્ઞા પ્રમાણે વર્તવું જોઇએ. જેઓ એના બધા કાયદા પાળે છે તેઓ નીતિમાન થયા વગર રહેશે નહિ. પરંતુ યાદ રાખવું કે આપણે સિપાઈઓ અથવા ગુલામો જેવાં નથી. આપણે પરમેશ્વરનાં છોકરાં છીએ. આપણે આપણી ફરજ બજાવવી જોઇએ, પણ માત્ર ફરજ બજાવવી એ ઉત્તમ નથી, અને કેવળ ફરજ બજાવ-

વાને માટે કામ કરવું એ પણ ઉત્તમ નથી. જો ફરજરૂપી ખડક પર બાંધીશું તો મજબુત ખડક પર બાંધીશું ખરા, પણ તેની આસપાસ બરફ છે અને ત્યાંની હવા એટલી ઠંડી છે કે ત્યાં માણસથી ભાગ્યેજ જીવાય.

આટલા બધા અને એ કરતાં વધારે પાયા વિષે વિદ્વાન માણસો લખે છે. જ્યારે ઘણા લોકો જુદા જુદા મતના છે ત્યારે એક શિવાય બીજા બધાના મતો ખોટા છે, એ ઘણું કરીને આપણાથી ન કહેવાય. જો કહીશું કે દરેક મતમાં ઓછું વત્તું સત્ય છે, પણ દરેક મત કરતાં, અને બધા મત કરતાં સત્ય વધારે મોટું છે, તો ચાલશે. જો તમે દસ માણસોને પુછશો કે ધર્મ એટલે શું? તો કદાપિ દસે જુદો જુદો જવાબ આપશે. એક કહેશે કે પરમેશ્વર પર ભરોસો રાખવો; બીજો, પરમેશ્વર સાથે સંબંધ રાખવો; ત્રીજો, પરમેશ્વરના કાયદા પાળવા; ચોથો, ફરજ બજાવવી એ ધર્મ છે. પણ એ બધા કરતાં ધર્મ વધારે વિશાળ છે, અને એ બધાનો સમાવેશ એમાં છે. તેજ પ્રમાણે જ્યારે એક કહે છે કે ફલાણો સદ્વર્તનનો ખરો પાયો છે, અને બીજો કહે છે કે ફલાણો એનો પાયો છે, ત્યારે આપણે ખાતરીથી જાણવું કે સદ્વર્તનનો ખરો પાયો એ બધા કરતાં પહોળો છે. હવે એક પહોળા અને ઉંડા અને મજબુત પાયા વિષે હું થોડું લખવા માગું છું, અને દરેક વિચારવંત માણસ કબૂલ કરશે કે આ વાતમાં ઉપલી બધી વાતોનો સમાવેશ છે. ઓટ ગયા પછી જો તમે દરિઆને કાંઠે જશો તો ઘણાં ઘણાં ખાબોચિયાંઓ તમારા જોવામાં આવશે. તેઓ એક બીજાથી જુદાં છે, અને ભીંતરૂપી ખડકને લીધે જે પાણી એક ખાબોચિયામાં રહેલું છે તે બીજામાં આવી શકતું નથી. પણ ભરતી આવશે ત્યારે એ જુદાં જુદાં ખાબોચિયાંઓ જોવામાં આવશે નહિ. જ્યાં જોશો ત્યાં પાણી દીઠામાં આવશે. સમુદ્રમાં બધાં ખાબોચિયાંઓનો સમાવેશ થયો છે. હવે સદાચરણનો ખરો પાયો એવો છે કે તેમાં સદરહુ બીજા બધા પાયા સમાયલા છે, તે નીચે પ્રમાણે છે:—

"પ્રભુ જે તારો દેવ છે તે પર તું તારા આખા હૃદયથી, ને તારા આખા જીવથી, ને તારા આખા મનથી પ્રીતિ કર, અને જેવી પોતા પર તેવી તારા પડોસી પર પ્રીતિ કર."

**ખરો પાયો.**

સદરહુ દરેક વાત તે કેવળ આ વાતનો એક નાનો ભાગ છે. "દેવ પર પ્રેમ રાખો," જો એમ કરશો, તો તેના કાયદા પાળશો, પણ જેમ ગુલામ ધણીની આજ્ઞા પાળે છે તેમ નહિ. જેવી પોતા પર પ્રીતિ કરો છો તેવી પડોસી પર પ્રીતિ કરો; જો એમ કરશો તો દરેક માણસનું ભલું કરશો. જાણો કે પરમેશ્વર તમારો બાપ છે, અને દરેક માણસ તમારો ભાઇ છે, અને એ પાયા પર સદ્વર્તનરૂપી ઇમારત બાંધો. આ પાયો કેટલો પહોળો છે! પ્રભુ પર પ્રીતિ કર, પોતા પર પ્રીતિ કર, તારા પડોસીઓ પર પ્રીતિ કર. એ શિવાય બીજો કોણ છે? આ પાયો કેટલો ઉંડો અને મજબુત છે! પ્રીતિ કર, કેમકે પ્રીતિની શક્તિ અપાર છે, એને લીધે માણસ પ્રાણ અર્પણ કરે છે.

"પ્રીતિ મોત સમાન બળવાન છે. ઘણાં પાણી પ્રીતિને હોલવી શકે નહિ, ને રેલ તેને ડુબાડી શકે નહિ. જો પ્રીતિને વાસ્તે કોઇ માણસ પોતાના ઘરની બધી સંપત્તિ આપશે તોપણ તે છેક તુચ્છકારાશે.

તમે જોશો કે આ પાયાનો મૂળ ધર્મ છે. પ્રભુ તમારા દેવ પર પ્રીતિ કરવી તેજ ધર્મ છે, અને ધર્મના પાયા પર સદ્વર્તનરૂપી ઘર બાંધવું જોઇએ. "ધર્મ ઉપર નીતિનો આધાર છે. કેટલાક લોકો એમ ધારે છે કે નીતિએ ચાલ્યા એટલે બસ; પરંતુ એ તેમની ભૂલ છે. બેશક, નીતિવિનાનો ધર્મ નિંદવા લાયક છે; ખરો ધર્મ નીતિ વિના હોઈ શકે નહિ. પણ એટલું યાદ રાખવું કે નીતિ કંઇ માણસે ઉભી કરેલી નથી, પણ પરમાત્માની આજ્ઞારૂપ છે, અને તેથી ખરી રીતે નીતિમાન થવા માટે જગતના નિયંતા ઉપર શ્રદ્ધા રાખવાની જરૂર છે."

**ધર્મ.**

જો તમે પાયાની શોધ કરતા હો તો અહીં ઉભા રહીને આ પાયાની ઝીણી તપાસ કરજો. પ્રીતિના પાયા પર ઘર બાંધો અને તમારી ઇમારત મજબુત અને સુંદર થશે.